# આહિરત્નમણિ.

છપાવી પ્રકટ કરનાર

માસ્તર મોહનલાલ લવજી.

કીંમત રૂ. ૦–૪–૦

# આદિરત્નમણી.

શ્રી શીપોર મહાજનની મદદથી બહા-
પાડવામાં આવેલી છે

રચી છપાવી પ્રગટ કરનાર,

## માસ્તર મોહનલાલ લવજી.

રહીશ રાણપુરના, હાલ સીપોર.



આવૃતી ૧ લી. પ્રત. ૨૦૦૦

સને ૧૯૧૩ સંવત ૧૯૬૯

કિંમત રૂ. ૦—૪—૦

# પ્રસ્તાવના.

આ ભારત ભૂમિમાં સકળ જૈન બંધુઓને માન આપી શ્રી અરિહંત પ્રભુની આજ્ઞાથીરે ધરી, વીનંતી સાથે અર્જ કરીયે છીયે કે જે આધુનિક સમયમાં આપણી કોમના લઘુવયના બાળકોને નાટકના રાગ વિશેષ કરી પ્રસન્ન હોય તેમ જણાય છે. તેથી કરીને તે અવળે રસ્તે દોરાઈ જઈ આ મહા ભયંકર સંસારબંધીમા લુબ્ધ બની જાય છે. તથા પોતાનો મનુષભવહારી જાય છે. જેથી કરીને નરકાદિ ચારે ગતિમાં ભ્રમણ કરવા જવું પડે છે. તેમજ પોતાના આત્માનું કોઇપણ રીતે સાર્થક કરવા શક્તિમાન થઇ શકતા નથી. માટે પોતાના અમુલ્ય આત્માનું કલ્યાણ કરવાની ખાતર તથા દરેક જૈન બંધુઓને ઉપયોગમાં આવે તથા સર્વ ભાઇઓ લાભ લઈ શકે એમ જાણી આ લઘુ પુસ્તકની રચના જૈન બંધુઓની કૃપાથીજ બનાવેલ છે. તેમજ કોઈ પંડિત. અથવા મુનિ મહારાજો. અમારી ભુલ કાઢશે તો અમે માફી માગી છુટા થઈશું ને અમારી ભુલ સુધારી લેશું વળી આ પુસ્તકની કીમતમાંથી ખરચ કાઢી બાકીના જે નાણા વધશે તેમાંથી અડધા નાણા જ્ઞાન ખાતે જશે. એજ વિનંતી.

લી. સહાયનો આભારી સેવક,

માસ્તર—શા. મોહનલાલ લવજીભાઇ. રહીશ રાણપુર.

ઠેકાણું—શ્રી શીપોર જૈન પાઠશાળા. તાલુકે—ખેરાળુ.

ૐ

# શ્રીસરસ્વતીની સ્તુતિ

સુંદરસામળીયા નામ જપીશ નિત્ય તારૂં એ રાગ

નમિયે નેહ ધરી નીસદીન નામ તમારૂ,
ધરીયે સ્મરણુ કરી વિનવીયે અમ બાળ
સરસ્વતિ રતી મતી દેજો સારી ( ૨ )
અગનબાળના છો અધિકારી ( ૨ )
અરજ આજ આ ઉરમાં ધારી ( ૨ )
દેજો સર્વ વધ્ર વિદારી ( ૨ )
તુજ પદ પ્રેમે વધારૂં નમિયે નેહ ધરી
આર્યદેશના બાળક આજે [ ૨ ]
આપ કૃપા વીણુ દુખથી દાઝે [ ૨ ]
સદ્ય ગુણુથી સૌ ભારથ રાજે [ ૨ ]
સાય કરો તો દીન દુખ ભાજે [ ૨ ]
માતા વચન અમારૂં નમીયે નેહ ધરી

# ચૈત્યવંદનનો પ્રારંભ.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં, ઇચ્છં.
સકળ કુશળ વલ્લી, પુષ્કરાવર્ત્ત મેઘો;
દુરિત તિમિર ભાનુ, કલ્પવૃક્ષોપમાનં.
ભવજળનિધિ પોતઃ સર્વ સંપત્તિ હેતુ,
સ ભવતુ સતતાંવ, શ્રેયસે શાંતિનાથ. શ્રેયસે પાર્શ્વનાથ.
જય ચિંતામણિ પાર્શ્વનાથ, જય ત્રિભુવન સ્વામી;
અષ્ટ કર્મ રિપુ જીતીને, પંચમ ગતિ પામી.
પ્રભુ નામે આનંદ કંદ, સુખ સંપત્તિ લહીએ,
પ્રભુ નામે ભવ ભયતણાં, પાતક સબ દહીએ.
ૐ હ્રૌં વર્ણ જોડી કરીએ, જપીએ પારસ નામ;
વિષ અમૃત્ત થઇ પરગમે, પાવે અવિચળ ઠામ.

જંકિંચિ નામ તિથ્થં સગ્ગે પાયાલિ માણુસે લોએ, જાઇ જીણ બિંબાઇં, તાઇ સવ્વાઇં વંદામિ. નમુથ્થુણં અરિહંતાણં, ભગવંતાણં. આઇગરાણં, તિથ્થયરાણં, સયંસંબુદ્ધાણં, પુરિસુત્તમાણં, પુરિસસીહાણં, પુરિસવરપુંડરિઆણં, પુરિસવરગંધહથ્થીણં. લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિઆણં, લોગપઇવાણં, લોગપજ્જોઅગરાણં, અભયદયાણં, ચખ્ખુદયાણં, મગ્ગદયાણં, સરણદયાણં, બોહિદયાણં,

ધમ્મદયાણં, ધમ્મદેસિઆણં, ધમ્મનાયગાણં, ધમ્મસારહીણં, ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં, અપ્પડિહયવરનાણ દંસણ ધરાણં, વિઅટ્ટ છઉમાણં, જીણાણં જાવયાણં, તિન્નાણં તારયાણં, બુદ્ધાણં બોહયાણં, મુત્તાણં મોઅગાણં. સવ્વન્નુણં, સવ્વદરિસિણં, સિવ મયલ મરૂઅ મણંત મક્ખય મવ્વાબાહ મપુણરાવિત્તિ, સિદ્ધિ ગઈ નામધેયં, ઠાણં સંપત્તાણં, નમો જીણાણં, જીઅભયાણં, જેઅ અઈઆ સિદ્ધા, જેઅ ભવિસ્સંતિ ણાગએકાલે સંપઈ અવટ્ટમાણા સવ્વેતિવિહેણવંદામિ.

જાવંતિ ચેઈઆઈ, ઉઢ્ઢુઅ અહેઅ તિરિય લોએઅ સવ્વાઈ તાઈ વંદે, ઈહ સંતો તથ્થ સંતાઈ. જાવંત કેવી સાહૂ ભરહેરવય મહાવિદેહેઅ, સવ્વેસિં તેસિં પણઓ તિવિહેણ તિદંડ વિરયાણં. નમોડર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્ય [ત્યારબાદ સ્તવન કહેવું પછી ઉંચા હાથ રાખીને] જય વીઅરાય જગગુરૂ, હોઉ મમ તુહ પભાવઓ ભયવં, ભવનિંવ્વેઓ મગ્ગાણુ સારિઆ ઈઠ ફલસિદ્ધી, લોગવિરૂદ્ધચ્ચાઓ ગુરૂજણપૂઆ પરથ્થકરણં ચ; સુહગુરૂજોગો તવ્વય ણ સેવણા આભવ મખંડા. વારિ જઈ જઈવિ નિઆણ બંધણં વિયરાઅ તુહ સમએ તહવિ મમ હુજ્જ સેવા ભવે ભવે તુમ્હ ચલણાણં દુખ્ખખઓ કમ્મખ્ખઓ સમાહિ મરણં ચ બોહિલાભોઅ સંપજ્જઓ મહએઅં તુહ નાહ

પણામ કરણેણં, સર્વ મંગલમાંગલ્યં સર્વકલ્યાણકારણમ્ પ્રધાનં સર્વધર્માણાં જૈનં જયતિ શાસનમ્ [પછી ઉભા થઇને કહેવું] અરિહંત ચેઇયાણં કરેમિ કાઉસ્સગ્ગં, વંદણ વત્તિઆએ, પુઅણવત્તિઆએ. સક્કાર વત્તિઆએ, સમ્માણ વત્તિઆએ, બોહિલાભ વત્તિઆએ, નિરૂવસગ્ગ વત્તિઆએ, સદ્ધાએ મેહાએ ધીઇએ ધારણાએ અણુપ્પેહાએ વઢ્ઢમાણીએ ઠામિકાઉસ્સગ્ગ. [પછી] અન્નત્થઉસસીએણં નિસસિએણ ખાસિએણં છીએણં જંભાઇએણં ઉડ્ડુએણં વાયનિસગ્ગેણ ભમલિએ પિત્તમુચ્છાએ, સુહુમેહિં અંગસંચાલેહિં, સુહુમેહિં ખેલસચાલેહિં, સુહુમેહિં દિઠ્ઠિસચાલેહિં, એવમાઇએહિં આગારેહિં અભગ્ગો અવિરાહિઓ, હુજ્જમેકાઉસગ્ગો જાવ અરિહતાણં ભગવંતાણં નમુક્કારેણં ન પારેમિ તાવકાયં ઠાણેણં મોણેણં ઝાણેણં અપ્પાણં વોસિરામિ.

કહીને એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારિને નીચે પ્રમાણે થોય બોલવી.

કલ્લાણકંદં પઢમં જીણંદં,
સંતિં તઓ નેમિજીણં મુણિંદં,
પાસંપયાસં સુગુણિક્કઠાણં,
ભતીઈ વંદે સિરિવદ્ધમાણં.

શ્રીઃ ॐ શ્રીઃ

## ગાયન સ્તવન ૧

વીરા વેશાનેયારી ઉભા અટારી ભાભી અમારી પેલા તમારા પ્રાણ

મુની સુવ્રત સ્વામી અંતર જામી મોક્ષના ધામી વંદુ હું વારંવાર [ ૨ ]
ગામ શ્રીપોરે આપ બીરાજો દેહવરણ તુમ શ્યામ [ ૨ ]
ઝાડ ચંપાને શોભાવિયો તમે [૨] દીક્ષા લીધી તે ઠામરે. મુ
કાચબો લંછન શોભતું તને કર્મ કર્યા ચકચુર [ ૨ ]
સંસારની મોહજાળને છોડી [૨] લીધું સુખ ભરપુરરે મુની.
પદ્માવતીની કુખ શોભાવી સુમિત્ર છે તુજ તાત [ ૨ ]
પડતાનિ ગોદે નિવારતો તું [૨] તારણ તું દીનાનાથ મુની
કાળકળીમા ભવિ પ્રાણીને પ્રભુ તમારો આધાર [ ૨ ]
દુનીયામા દુજો દીશે નહી [૨] કરજો સેવકની સારરે મુની.
કૃપા કરીને સન્મુખ જોજો વદુ હું વારંવાર [ ૨ ]
કરગરી મોહન તુજને કહે (૨) આપો મોક્ષમાં વાસરે મુની

## મુનીસુવ્રતસ્વામી સ્તવન ૨

વાલા વેગે આવોરે–એ રાગ

મુનીસુવ્રત સ્વામીરે દયાનીધી ધ્યાનીરે સેવક વારે આવજો હોજી.
પ્રભુ નહી આવો તો થાશે સેવકના શા હાલ (૨) મુની.

### સાખી.

પદમાવતીના પુત્ર છો, વળી સુમિત્ર છે તુજ તાત,
કાચઓ લાંછન શોભતું, પ્રભુ હું વંદુ વારંવાર.
દાસપર દયા લાવોરે કૃપાદષ્ટી ભાવોરે
સેવક વારે આવજો હોજી. મુની.

### સાખી

હરિવંશકુળમાં ઉપન્યો, દેહ વરણુ તુમ શ્યામ;
ઝાડ ચંપાને શોભાવીયો, લીધી દીક્ષા તે ઠામ.
વીશ ધનુશની કાયારે યક્ષ અરૂણુ ભાઈરે;
સેવક વારે આવજો હોજી. મુની.
નક્ષેત્ર શ્રાવણુમાં ઉપન્યો, મેહુ રાશી તુજ સાર;
જન્મતીથી જેઠ વદી છે, શોભતી આઠમ સાર.
નરદતા દેવી તારીરે પદવી રાજની સારીરે
સેવક વારે આવજો હોજી. મુની.
પ્રભુ મુગટ હીરે જડયો, વળી કાને કુંડળ સાર;
અપરાજીત વૈમાન છે, સોભાનો નહીજ પાર.
દાસ મોહન વીનવેરે, દેજો મોક્ષ અમનેરે
સેવક વારે આવજો હોજી. મુની.

### ૩

હા જરૂર જરૂર જરૂર જરૂર કરીશ કુમુદ પ્યારીરે એ રાગ.

પ્રીતે નમન નમન નમન નમન કરીએ આદીનાથરે.
મુજ મનહરીયું તમામ (૨) સુંદીર દીશે કાય નમુ પાયરે પ્રી.

પાંચશે ધનષ્ટા કાય (૨) પીતા નાભીરાય મારૂ માયરે પ્રી
વૃષભ લાંછન શોભતું (૨) વીનિતારાય સુવર્ણ કાયરે. પ્રી
આદી મંડળ અર્જ કરે (૨) દુઃખ સહુ કાપોરે વળી પાપોરે.

૪

સુંદર સામળીયા નામ જપીશ નીત્ય તારૂ-એ રાગ

અજીત જીન પ્રભુ મળીયા ધન્ય જીવીત થયું મારૂ,
દુખ સહુ દુર ટળીયા, મનહર મુખ છે તારૂં. અજીત
અજીતજી વિજયાના જાયા (૨)
સુવર્ણમય શોભે છે કાયા (૨)
અયોધ્યા નગરીના રાયા (૨)
આદીમંડળ ગુણ મળી ગાયા(૨)
જન્મ સફળ મન ધારૂં અજીતજીન
દીશોછો પ્રભુ પ્રાઢ પ્રતાપી (૨)
સેવકના દુખ નાખો કાપી (૨)
હું જેવો બીજો નહી પાપી (૨)
મુજ અંતરમાં મુરતી સ્થાપી (૨)
તુજ મુખ મનહરનારૂં. અજીતજીન

૫

જુઠું જુઠું જીવીત ખરૂ જાણુમારે-એ રાગ.

ગાઓ ગાઓ સંભવ ગુણ જ્ઞાનમારે
ગાઓ જ્ઞાનમારે રૂડા ધ્યાનમારે. ગાઓ.

સાવથી નગરીના રાયા, કંચન વરણી દીપે કાયા
સેનારાણી જાયા શોભે માનમારે. ગાઓ.
અઢીસે ધનુષ્યની છે કાય સાઠ લાખ પૂર્વનું આય
પીતાજી તારી રાયા જાણું તાંનમારે. ગાઓ.
અષ્ટકર્મનો નાસજ કરીયો સાહીબ તેતો શીવપુરવરીયો
પુજે આદી જીનની ટોળી ધ્યાનમારે ગાઓ.
આદીમંડળ કહે છે રાયા પુરવ પૂન્યે આપજ પાયા
મોક્ષપુરીના રાયા સુણો સાંનમારે ગાઓ.

૬

મ્હને સહાયે કરશે મોરારી રે—એ રાગ.

પ્રભુ સુમતી છબી મનોહારી રે
દીશે કાયા સુંદર સુખકારી.
કર્મ ખપાવી સુમગળ દીપાવી, પ્રભુ મુક્તિ પુરી તમે પાવી
ભવ્ય જનોને શુદ્ધ મતી બતાવી, મોક્ષ લીધો સેવકો તારી
આદી મંડળ કર્મ ચુર્યા, સર્વ સ્થળે જયકારી. પ્રભુ.

૭

ધીમે ધીમે ચાલોને મારા પ્રાણરે—એ રાગ.

પ્રીતે પ્યારા નમું હું શ્રુ...........પાર્શ્વ રે
પ્રભુ દીલે ધરૂં તારી આ...........શ રે
આવું સંગે તમારી શીવનારી જવા

કષ્ટ કર્મ ખપાવીને મુક્ત થવા
કદી મુકુ નહી પ્રભુ તારી સેવા નમેદા ....સરે. પ્રીતે.

**સાખી.**

વણારશીના રાજવી, સ્વસ્તીક લંછનં સાર
સુપ્રતીષ્ટના પુત્ર છો, વર્તો જય જયકાર
નમે પૃથ્વી માતાના છો જાયા. પ્રભુ.
દોશે અંશે ધનુષ્ય પ્રમાણુ વીભુ
વીશ લક્ષ પુર્વનું છે આય વીભુ નમું પા........સરે. પ્રીતે.

**સાખી.**

દીપે સુંદર શોભતું, મનહર મદીર આજ
અનુપમ રચના ઓછવે, શોભે શ્રી જીનરાજ
પ્રભુ આદી મંડળ તારી સેવા કરે.
તારી મુરતી છબીલી નીહાળી ફરે.
ભવો ભવના સલુણા પાતીક હરે. રમુરા . . સ રે. પ્રીતે.

૮

મારા મનમાં તનમાં ભર્યો છે ઠર્યો છે ભય જાઉ ગજ જોતી—એ રાગ.

વાસુપુજ્ય સ્વામી દીપે દયાળુ સુંદર શોભે કાય
નામ દીપાવ્યું તે ભુવની મધ્યે (૨)
આદી રત્ન ગુણુ ગાય. વાસુપુજ્ય.
ચંપા નયરી વાસુપુજ્યરાય જયા માતા છે માય
બહોતેર લક્ષનું આયુષ ભોગવી
મુક્તિ પધાર્યા રાય. વાસુપુજ્ય.

૯

માન માયાના કરનારા રે જરા જોને તપાસી તારી કાયા—એ રાગ

સુણો રત્નપુરી મહારાયા રે; પ્રીતે લાગી પ્રભુજી તારી માયા
દીપે સુવર્ણ સુંદર કાયારે અજરામર આપ કહેવાયા.
સુવ્રતા માતા ભાનુ છે પીતા પુત્ર તેના કહેવાયા
દશ લક્ષ વર્ષનું આયુષ ભોગવી મુક્તિ પુરીમાં સીધાયારે. પ્રી.
સમવસરણમાં બેશી પ્રભુજી દ્રેશના દીધી દયાળુ
નાથ નીરંજન નીશ્ચય લેતા ભક્તિ ભરે પ્રભુ ભાળુ રે. પ્રી.
ધર્મ પ્રભુનું નામ શોભાવ્યું આદીમંડળ ગુણ ગાયા.
વજ્રનું લંછન વરતે છે વાલમ જય જય જય જીનરાયારે. પ્રી.

૧૦

હું મસ્તાન પ્રેમની મને કોઈ ન છેડો રે—એ રાગ.

શાંતી પ્રભુ શાંતી સકળ વ્યાપી રે
દીપાવ્યો જૈનધર્મ અષ્ટ કર્મ કાપી રે
દયાળુ દેવ હૃદયમાં તુજ મુરતી થાપી રે,
પ્રભુ તારી મુરત થાપી રે. શાંતિ.

સાખી.

ડુબાતાને તારો હવે હેતે ઝાલી હાથ
આદીમંડળ વીનવે દેવ દયાળુ નાથ
અચીરા માતા પુત્રનું પુરો પ્રતાપી રે. શાંતિ.

## ૧૧

અવર મદન અલબેલો આનો દીશે અવર મદન અલબેલો—એ રાગ.

મનહર મુરતી તારી, કુંથુજીન મનહર મુરતી તારી,
હસ્તીનાપુર નગરી શોભે (૨) વરીયા શીવપુરનારી. કુંથું.
સુર પીતાને માતશ્રી રાણી (૨) પાત્રીશ ધનુષ પ્રમાણી. કુંથું.
સુવર્ણ કાયા કાયા સુંદર શોભે (૨) છગલંછન જયકારી. કુંથું.
વર્ષ પંચાણું હજારનું આયુ, પામો મંગળ જયકારી. કુંથું.
આદિરત્ન પ્રભુ અર્જ કરે છે (૨) તારોને વિનતિ સ્વીકારી. કુંથું.

## ૧૨

ચચાક્ષે રે પાન તેજ પ્યારી તનના ઉર હગી વરી આજે—એ રાગ.

પ્રભુ છોરે તમે દેવી માતના પુત્ર અહો અરનાથ
ભવ અટવીનો પારજ લેવા સ્વંજમ લીધો નાથ
તારોરાજ, સુખકાજ, મહારાજ, જીનરાજ.
પીતા સુદરશન ગજપુર નગરી લીયો તમે શીવસાથ
મોહ માયાને દુર કરીને ચુર્ણ કર્યા છે કર્મ
જગન્નાથ ગ્રહો હાથ તારો નાથ લ્યોને સાથ.
ત્રીશ ધનુષ્યની કાય પ્રભુને સહસ્ર ચોરાશી આય
નંદાવૃતનું લાંછન શોભે, થયા તમે ગુણ ગેહ
શોભે તાજ, મહારાજ, રાખો લાજ, ધર્મરાજ.
આદી મંડળી અર્જ કરે છે તાર તાર મુજ નાથ. પ્રભુ.

૧૩

વ્હાલા બોલો તમે લાલ બોલો તમે કેમ રીસાયા રીસાણા—એ રાગ.

પ્યારા પાર્શ્વ નમું (૨) દેવ રશીયા રૂપાળા.

છબી નીહાળી અતિ શોભે છે રામ રતી ત્રણ ભુવનપતી નાથ.

પ્યારા.

સાખી

વણારશીના રાજવી, નીલવર્ણ છે દેહ

સર્પ લંછન શોભતું, વંદુ પ્રભુ હું તેહ.

સંસારમાં મુજ મરજી નથી, મ્હેલ માળાની ગરજી નથી.

માગુ ન નાણું રશીક પ્રભુજી, હીરા માણેકની અરજી નથી.

માગુ હું મોક્ષવાલા મારા પાર્શ્વ નમું પ્રીતે પાર્શ્વ નમું

દેવ રશીયા રૂપાળા.

૧૪

જપતી પ્રીતમની જપમાળ જુવતી જો અલબેલી—એ રાગ.

મનહર સુખકર ગુણમણિ માળ સુરતી મોહન વેલી.

પ્રીતમ મનમોહન વેલી, શોભે અલબેલી.

પામ્યા શીવપુરની પદવી અમ પહેલી. મનહર.

સાખી.

સકળ પ્રભુ અરિહંતના, ચરણકમળની સેવ

જન્મ મરણ દુઃખ ટાળવા, કરૂં નિત્ય હું દેવ

રસીયા મુજ વિનંતી પેહેલી પાપને ઠેલી શીવપુર નગરી

આપો વહેલી વહેલી. મનહર.

**સાખી.**

મોક્ષ નગરના સ્વામીને, કરીયે અરજ સ્વીકાર
આદીમંડળ વિનવે તાર તાર મુજ તાર
સંસારી બાજી ખેલી માન સહુ મેલી, આવ્યો તુજ પાસે
લેવા હું શેલી. મનહર

**૧૫**

ઉગ્યો સખી સૃષ્ટીનો શણગાર હાર ચાલો જોવાને જઇયે—એ રાગ
દીપે સુંદીર પ્રભુનો શણગાર, હાર ચાલો જોવા જઈયે
જૈન મંદીરે
પ્રીતે મળ્યા સર્વ નરનાર દેદાર, રાસ રમો મંડપની અંદી રે

**સાખી.**

કળશ ભરી કંચન તણા, નવરાવુ પ્રભુ અંગ
પૂજન કરૂં ઉમંગથી, આંગી રચું ઉછરંગ
પ્રીતે પડી પ્રભુને પાય આનંદ રંગે રમે રે
રીખવજીન મંડળ ગુણ ગાય, આદિશ્વર નમો રે
ધરોને ચીત્તે મહાવીર દેવનું ધ્યાન
પ્રીતેથી પામો મુક્તિપુરીનું સ્થાન. પ્રીતે

**સાખી.**

પ્રભુ ઉપર વૃષ્ટી કરો, પુષ્પ સુગંધી સાર;
શીર મુગટ મોતી તણો, વળી મુક્તા વળી હાર
સહુ ધરોને પ્રભુનું ધ્યાન જેના દેવંદ્ર ગાયે ગાન
પામો મુક્તિપુરીનું માન સહુ રંગે રમો એકતાન. પ્રીતે.

## સાખી

આદી રત્ન તુજ વીનવે, સીપોરની મોઝાર,
સો સેવકને તારજો, જય જય પ્રાણાધાર
દીપેસુંદીર

## ૧૬

પેરી ચોળી લટકો મટકો કરતા આવ્યા એ રાગ

પાયે લાગું   પ્યારા પ્રભુજી મન હરનારા
માફી માગું   મુરતી સુંદીર કામણગારા
મુજ સેવકને તું તારે દીલમાહી દયા તો ધારે
અગણિત દોષ છે મારા ....   પાયે . લાગુ
પ્રીતમજી માનોને વાલા
ભરમાવો સાને ઠાલા
તારો તારોજી તારો તારો
પ્રભુ કેવા દીસોછો સુખ કરનારા.   પાયે.

## ૧૭

ચોકને આંગણે ચાંદનીરે ખીલી રૂપેરી રગ રગરે આવો સાહેલી
રગ માણવા.–એ રાગ.

સુંદીર શણુગાર શ્રીવીરનોરે દીપે સોનેરી રંગ રંગરે
બંધુ આવો તમે આનંદમાં.
આપે આંગી નવરંગ રંગરે, સંગે રમોને પ્રભુ તાનમાં

## સાખી.

વ્હાલો વસે વીમલાચળે, સુંદીર સોભે દેહ;
એવા શ્રીજીનરાયને, પુજો આણી નેહ.

સ્વામી મારા હું સેવક તમારો
કૃપાળુ દેવ મને તારજ્યોજીરે                                સ્વામી.

સાખી.

સાહેબ તુજ શીવપુર ધણી, તુજ સેવકને તાર;
દુષ્ટ ચોર કેડે પડયા, ક્રોધાદીક જે ચાર.

પ્રીતમ છોગાળા પ્રભુ મુજ વાલા
અરજી સ્વિકારી વારે આવજોજીરે                                પ્રીતમ.

૧૮

જાવ ઇસકમે હો તુમ દીવાના, ના છોડુંગી હમ તુમકુ દાના—એ રાગ.

નેમ શાને બતાવો તમે બાના (૨) ના છોડુંગી હમકુ દાના.
એક વાર મીલાવ જાવ પ્યારીકી નજરીયાં (૨)
મેંતો જાઉંગી મુક્તિ પુરીકી નગરીયા. (૨)
જાણી જાણી એવી વાણી એસી હાની.
છોડો છોડો (૨) તુ ટેંગા કર્મકા પાના. (૨) ના છોડુંગાં
જાવ જાવો શરમાવો મુખ છુપાવો કોની સાથ
શરમીંદા રોછોજી શાના (૨) ના છોડુંગી
નાથ અહીયે, દુર જઈયે, જક હવે કેટલી,
અમે જઇયે એટલી.
નહી નહી માનોજી રહું ન નહી જાઉંગી
જક હવે કેટલી સંજમ લઉ એટલી.
સંજમ લીયો સુખકારી હાંરે પ્રભુ સંજમ લીયો સુખકારી.
લેજો આદીમંડળને ઉગારી.                                નેમ.

## ૧૯

પથી પરદેશી ચીત સોંપી હુ આ ચાલી. એ રાગ.

પ્રીતે મળી પ્યારા જીનવરના ગુણ ગા .... .... ઓ.
હે બંધુ વાલા અવિચળ મુક્તિ પા .. ... વો પ્રીતે.

સાખી.

સુદીર શોભે વીરનો, અનુપમ આ શણગાર,
ભવ અટવીમાંહી ભમું, સેવકને તું તાર.
સહુ પાપો ઠેલી શીવપુર લેવા ધા .... .. ઓ....પ્રીતે.

સાખી

અરજી સુણી જીન સાહીબા, કરૂણાજી મુજ દેવ,
આદીમંડળ વીનવે, નીત્ય કરૂં હું સેવ.
ઝટ આવો વારે પ્યારા શીદ ન આ .... ... વો પ્રીતે.

સાખી.

શરણ રચ્યો છું તાયરે, લોપું નહી તુજ આણ,
ભવસાગર ભમીયો બધો, જયાં બહુ દુઃખની ખાણ.
કુમની કાપી સુમતી આપી વારે .... આ .... વો. પ્રીતે.

## ૨૦

સાયબા સલુણા નાની નણદલના વીરા–એ રાગ.

પ્રીનમ સલુણાછો નગીના સુખલાના
વીનંતી સ્વિકારી વાલલ (૨) તારો તારો નાથ મને આ
ભવોથી સાયબા તારો તારો નાથ મને તારો

ચરણે નમીને સેવક અર્જ કરે છે,
લાલા લટકાળા વાલા (૨) મોહરાય પાસથી છોડાવો
મારા સાયબા મોહરાય પાસથી છોડાવો.
પ્રીતમ સંસારી માયા છોડી હવે આપનાજ સંગમા સોહાવો
નરભવનો શેવક વીસારી મારા વાલમા શાને શાને મુને
ભરમાવો
સગ છોડું ન કદી પ્રભુ નહિ તાયરો શેયકને મુક્તિ
સુખ પાવે..

આનદે આનદે સદા હળીમળી રહીયે
ગીવ સુખ આપો એવુ પ્રભુ પાસે કલીયે
આદી રત્ન મંડળી વધાવી લાવો લહીયે

## ૨૧

પધારો સોભાગી નાર (૨) દાસી પીતમ તુજ પાયની (૨) એ રાગ

પાર્શ્વ પ્રભુ જયકાર (૨) શેવા કરૂં તુજ પાયની (૨)
છબીલા રહુહાર (૨) માયા લાગી તુજ કાયાની (૨)
મનહર પ્રભુજી મુજ દેવા, કરૂ નીશદીન તારી સેવા
વાલા મારા હિતકાર–પયો જય જયકાર
શેવા કરૂં. (૨) પાર્શ્વ
પ્રીતમજી કહુ શીર નાંમી સુણજો વિનતી મુજસ્વામી.
અર્જ ધરો ધ્યાન મોક્ષનું તો આપો માન. શેવા પાર્શ્વ

૨૨

જઇ ગુમાવી આવ્યા લાજ ખરી. એ રાગ.

કષ્ટ કર્મને દૂર કરી શીવપુર પહોચ્યા છો હેત ધરી.
દુનીયાની માંહી નામ દીપાવ્યું તુજ મુરતી છે નેહ ભરી,
સાહેબ તું છે દુઃખ હરનારો
જન્મ મરણુ પ્રભુજી મુજવારો
એક વાત પ્રભુજી વીચારો
દીલ માંહી દયા તો મુજ ધારો
શેવકની વીનતી આવીધારો
આદી મંડળ કહે છે તારો. કષ્ટ

૨૩

ઝટ જાઓ હૈયાના હાર, આવું છું રંગીલી નાર
કેવો દીશે આનંદનો બ્હાર
દીપે પ્રભુનો આકાર.
સુદીર મંદીર શોભે રૂપાળું
નાચો તમે થૈથૈકાર પ્યારા બંધુ નાચો. કેવો.
પ્રભુ વારે આવજો
શેવકને તારજો
ઘડી ના વીશારજો
મુક્તિ સુખ આપજો.
કેવા રૂપાળા ને રંગીલા (૨)
આદી કરે છે જયકાર પ્યારા કેવો.

## ૨૪

### ક્ષત્રીકલંકનો રાગ.

પ્રીતે બંધુ મળીને તમામ આનંદ આજે ઉર ધારીરે
તમે રહોને હ્રદયે જીનનામ આનંદ આજે ઉર ધારીરે
અરીહંતાદીક પ્રભુ જે કેવાય, આનંદ આજ ઉરધારં રે,
જેની સાયની મુક્તિનુ સુખ થાય, આનંદ આજ ઉર ધારીરે
રચ્યો શમોવસરણ તણો ઠાઠ, આનંદ આજ ઉરધારી .
પ્રતીહાર્ય બીરાજે પ્રભુ આઠ, આનંદ આજ ઉરધારીરે
દીયે દેશના રૂડી જીનરાય, આનંદ આજ ઉરધારીરે,
જયા જય જય વાણી ગવાય, આનંદ આજ ઉર ધારીરે
સદા ધર્મ લપર રાખો ચીત, આનંદ આજ ઉર ધારીને.
પછી કોઇની નહી રહે ભીંત, આનંદ આજ ઉરધારીરે
ગામ સીપોર મંડળી સોહાય, આનંદ આજ ઉરધારીરે,
હરી લળી લળી લાગે તારે પાય, આનંદ આજ ઉરધારીરે

## ૨૫

ચાલો સાહેલી ભુવનશ્વરીના સહુ મળીને દરશન કરીયે
સગે મળીને (૨) ચાલો આનદે આદિ પ્રભુને વંદન કરીયે
મન હરનારી સદા સુખકારી (૨) સુદર મુરતીઅતર ધરીયે
પ્રેમ ધરીને વધાવી લઇએ (૨) ભવ ભવના પાતીક હરીયે
મારૂનદન પાપનીકંદન ભવભવ ભંજનનીત્ય સ્તવીએ (૨)
શીવ સુખના લ્હાવો લેવાને. અર્જ પ્રભુ પાસ જઇ કરીયે.

## ૨૯.

## અંતરીક્ષાપાર્શ્વનાથ સ્તવન.

શિવપુર નગરમાં શોભાતરોં અંતરીક્ષ પ્રભુ પાસ
દક્ષિણ દેસ વરાડમાંરે, બીચમે લીયો તમે વાસ હો જીનજી
ભક્તિ હ્રદયમાં ધારજોરે. અંતર વેરીને વારજોરે. તારજો
દીન દયાલ

પહાડ પરવત ઉલંઘીયારે, ઝાડી જંગી અતી કુર
તુજ દરશણ કરવા ભણીરે આવ્યો હું ઇતનો દુર હો
જીનજી ભક્તિ.

વામાનંદન વદીયેરે, અશ્વસેન કુલચંદ્ર
સમ ફેણે કરી શોભતારે, સેવે સુર નર ઇંદ્ર હો જીનજી ભક્તિ
શ્યામ વરણ સોહામણોરે અદભુત બીંબ ઉદાર
તરણ તારણ જીનેશ્વરૂ રે આવાગમની વાર હો જીન૰. ભક્તિ
ધરણી પી ઉંચા વસારે, નયણે નીરખ્યા સો પ્રમાણ
બિરૂદ બડો છે રાજનોરે, સાહીબ ચતુરસુજાણ હો જી. ભ.
સંવત ઓગણી સતિયાશમેરે માધવ વંદી સુખકાર
તીપી દસમી યાત્રા કરીરે આનદ હરખ અપાર હો જી. ભ.
પ્રભુ ભેટા ઘણા ભાવસુરે સા પેસ બળ પરીવાર
મોહન મુની કહે માહરીરે, કીજે તુમ પ્રતિપાલ હો જી. ભ.

૨૭

## ॥ ઋષભ સ્તન ॥

ધુલેવામે રિખભદેવ સુખકારી મે તો વારી જાઊ વાર હજારી
નાભિરાય મરૂદેવીકે નંદન, કુલઇક્ષ્વાક ઊજાવી
પાંચ ધનુષ શત કમન કાયા, જુગલાધર્મ નિવારી. ધુ૦ ૧
દેશ મેવાડી બિકટ પહાડી, અતિહી સાગર ધનભારી
ખોખર ભાખર બિચ બિરાજે, મંદર બન્યો મનોહારી. ધુ૦ ૨
મોર ઈદ્ર કરે જાકી સેવા, હીલમીલ બહુ નરનારી
જો ધ્યાવે સોહી ફલ પાવે, કોક હેમહે મીતી હારી. ધુ૦ ૩
ઓગણીસે સતરે શ્રાવણ સુદદીન, તિથિયા શુકરવારી
કાશી લખમનપુર શાહ સઘે, ભેટ ચરણ હિતકારી ધુ૦ ૪
ચિંતા ચુરણ આશા પુરણ, કલ્પવૃક્ષ અવતારી
મોહન મુનિ કહે મુઝને હોજો, તુમ દરશ સેવાકારી ધુ૦ ૫

૨૮

મનય મનાવ્યા વિના નવી મૂકું એહજ માહરે દાવો મોરા
. સાંઈ રેઆજ (૨)
કઅજે આવ્યા હું નહીં છોડું જ્યાં લગેં તુમ સમોથાઉંરે
જો તુમ ધ્યાન વિના શિવલઈએ એહજ દાવ બતાવો
સાંઈરે આજ (૩)
મહાગોપને મહા નિયમિક એવાં એવા બિરૂદ ધરાવોરે
તો શુ અસરણને ઉદ્ધરતાં ધણું ધણું શુ કહેવરાવો મોર.
સાંઈરે આજ (૪)

જ્ઞાન વિમળ ગુરૂનો નિધિ મહિમા મંગળ એહ વધાવોરે
અચલ અભેદપણે અવલંબી અહોનિશી એ દિલ ધ્યાવો મોરા
સાંઇરે આજ. (૫)

## ૨૯
## શ્રીનવપદજીનું સ્તવન.

નવપદ ધરજો ધ્યાન ભવી તુમે નવપદ ધરજો ધ્યાન
એ. નવપદનું ધ્યાન કરતાં પામે જીવ વિસરામ. ભવી (૧)
અરિહંત સિદ્ધ આચારજ પાઠક, સાધુ સકલ ગુણવાન ભ. (૨)
દર્શન જ્ઞાનચારિત્ર એ ઉત્તમ, તપ તપો કરી બહુ માન ભ. (૩)
આસો ચૈત્રની શુદ સાતમથી, પૂનમ લાગે પરમાન ભ. (૪)
એમે એકાસી આંબિલ કીજે, વરસ સાડાચારનું માન. ભ. (૫)
પડિકમણાં દોય ટકનાં કીજે, પાડેલેહણ બેવાર. ભ, (૬)
દેવવદન ત્રણ ટંકનાં કીજે, દેવ પૂજો ત્રિકાલ. ભ. (૭)
બાર આઠ છત્રીસ પચવીસનો, સતાવીસ સડસઠ સાર. ભ. (૮)
એકાવન સીતેર પચાસનો, કાઊસગ કરો સાવધાન. ભ. (૯)
એક એક પદનું ગણણું, ગણીયે દોય હજાર. ભ. (૧૦)
એની વિધે જે એ તપ આરાધે, તે પામે ભવપાર. ભ.(૧૧)
કર જોડી સેવક ગુણ ગાવે, મોહન ગુણ મણિલાલ
તાસ શિષ્ય મુની હેમ કહે છે જન્મ મરણ દુખવાર. ભ.(૧૨)

## ૩૦
## શ્રી શાંતિનાથજીનું સ્તવન.

મનડુ તે મા મોકલ્યુ મારા વાલાજીરે—એ રાગ

સાંતીજિન મહારાજજી મારા વાલાજીરે
સાંભળજો અરદાશ ભજીયે ભાવશું મારા વાલાજીરે
માલવ દેશ મનોહર મારા, સેમલીયે જશ વાસ. ભજીયે
અચીરા સુત ગુણનીધી મારા, વીશ્વસેન તે કુલચંદ ભજીયે
આશી પુરણ સુર તરૂ મારા, શેવે સુરનર પાય. ભજીયે
સભા મંડપ છે દીપતો મારા, ચાર થંભા મનોહાર. ભજીયે
એવો ચૈત્ય ઘણો શોભતો મારા, ત્યાં બેસે શ્રીજીનરાજ ભજીયે.
ભાદ્રપદ શુકલ પક્ષમા મારા, બીજ દીન મનોહર ભજીયે.
ત્યાં વરસે અમૃત ઘણુ મારા, આવે છે લોક અપાર ભજીયે.
મૃગ લાછન છે જેહને મારા, કચનવાન શરીર ભજીયે
પંચમ ચક્રવર્તી થયા મારા, સોલ રમો જીન ધીર ભજીયે
છત્ર ચામરા છે શોભતા મારા, મહીમાનો નહિ પાર. ભજીયે
પારેવું જેને ઉગારીયુ મારા, એમ કીધા ઉપગાર ભજીયે
સુખ સારદકો ચાદલો મારા, જીનજી દેવાદિ દેવ ભજીયે.
મોહન જસનો બાલકો મારા, આપો પરતાપને શેવ ભજીયે.

## ૩૧
## શ્રી અજીતનાથની લાવણી,

શ્રીઅજીતનાથ મહારાજ ગરીબનીવાજ જરૂર જિનવરજી (૨)
શેવક શિરનામી તને ઉચ્ચારે અરજી કર માફી મારા વાંક
રઝળીયો રાંક અનંતાભવમે [૨] આવ્યો છુતારા શરણ બલી

દુઃખદવમે ક્રોધાદિક ધુકતાચાર ખરેખર ખાર લાગ્યા મુજકેડે [૨] વળી પાપી મારો નાથ છિક છ છિડે આ મુજરો મુજ ભગવાન કરૂં ગુણવાન ધ્યાનમાં ધરજી (૨) શેવક મે પુરણ કચ્યાં છે પાપ સુણજો આપ કહું કર જોડી [૨] મુજ ભુઠા મા ભગવાન ભુલ નહી થોડી જીવ હીંસા અપરંપાર કરી કીરતાર હવે શું કરવું. [૨] જુઠું બહુ બોલી સાચને સુ હરવું તુજ ખોળા ગામુજ શીશ જાણ જગદીશ ગમે તે કરજી [૨] શેવક મે કર્યા બહુ કુકર્મ ધર્યો નહી ધર્મ પુરણ હું પાપી [૨] અવળો થઈ તારી આણ મેજ ઉત્થાપી મે મુરખ નિંદા ઘણી મુનીવર તણી કરી હરખાયો [૨] પરદારા દેખી લબાડ હું લલચાયો કિંકર કહે મોહનલાલ આણીને વહાલ દુખ તું હરજી (૨) શેવક

## ૩૨

## શ્રીઅજીતનાથનું સ્તવન.

સીદ્ધારથનારે નદને વીનવુ એ દેશી

અજીતજીને સર સાહેબ વીનંતી અવધારો મુજ એક.
શેવક જાણી દરશણ દીજીએ એ મોટાનોરે નેક; અ ૧

વીજીયા માતારે ઉદરે જનમીયા, જીત શતરૂ નૃપનારે નદ;
લંછન ગજનુંરે અતીહી સોહામણુ, દરશણ પરમાનંદ. અ. ૨

સોવન સરીખોરે કાયા નીરમળી, અથભુત રૂપ ઉદાર,
સમોવશરણે દેતા ભલી દેશના, કરતા ભલી ઉપચાર. અ. ૩

અષ્ટ કર્મનીરે સાથે ઝુઝતાં, વશ્ય કીધા ક્ષણ માંહી;
સુમતા સાથેરે અવીચળ પ્રીતડી, કરી પરીયા શીવનાર. અ. ૪

કર જોડીને શેવક વીનવે, આપો અવીચળ ઠામ;
રાજનગરમાં નયણે નીરખતાં, હેમ લહે ભવપાર. અ ૫

૩૩

## શ્રી સંભવનાથજીનું સ્તવન

જગપતિ સંભવ જીનવર દેવ, શેવ કરૂં હું તુમતણી;
જગપતિ ચોત્રીશ અતીશયવંત, પાંત્રીશ વાણી ગુણે ભરી જ ૧
જગપતિ કરતા ભવી ઉપદેશ, સમવસરણ બેસી કરી;
જગપતિ તાર્યા પ્રાણિ અનેક, ભવ દવ તાપ દુરે કરી. જ. ૨
જગપતિ સેના માત મલ્હાર, સાવથ્થી ન પરી ધણી;
જગપતિ તારી નૃપનંદ આશ, પુરો પ્રભુ અમતણી. જ. ૩
જગપતિ આપો સમકીત દાન, એ આશા મુજ મન ઘણી;
જગપતિ ભમીયો કાલ આનંત, ભવ અટવિ ઘટ તણી. જ. ૪
જગપતિ સહીયાં દુ ખ અનંત, શેવા પામ્યો તુમ તણી;
જગપતિ મોહન પ્રભુ સુપસાય આશય ફળી હેમ તણી. જ. ૫

૩૪

## શ્રી સુમતિનાથજીનું સ્તવન.

પચમ જીનવર પૂજીયેરે પંચમી ગતી દાતારે સલૂણા.
પરમ પુરૂષ પરમાતમારે ઉતારે ભવપાર સ. ૧
જયવંત વિમાન થકી અવીરે સુમંગલા દુખ અવતાર; સ
મેઘરથકુળ દિનમણીરે ત્રણશે ધનુષ્યની કાય સ ૨
સાંતિ સુધારસ જળનિધિરે ગુણ અનંતનો કંદ; સ
પરઉપગારી જીનેસરૂરે ભૂતલ વિહાર કરંત. સ ૩

મધુર ધ્વનિ દીયે દેશનારે ભવિક સુણો ઉછરંગ, સ
કેઈક સમકિત પામીયારે કેઈક લીયે વ્રત બાર. સ ૪
પંચ મહાવ્રત ઉચરેરે તે સવી પ્રભુ સુપસાય. સ ૫

### ૩૫

## શ્રી સુપાર્શ્વનાથજીનું સ્તવન.

સપ્તમ જીનવર પુજીયેરે શ્રી સુવાસ જિનરાજ સ,
અંતરજામી માહરારે આતમના આધાર. સ.
જેમ જેમ અરીહંત સેવીયેરે તેમ તેમ પ્રગટે જ્ઞાન સ
જ્ઞાન વિનાં સમકિત નહીરે સમકિત સુખનું મૂળ સ.
સુખ અનંત પામવારે પૂજ્યા અરિહંત ભૂપ, સ,
ભાવસહિત પ્રભુ પૂજતાંરે કેઈ હુઆ તદ્રૂપ સ.
જલ ચંદન ફૂલ ધુપનીરે દીપ અક્ષત નૈવેદ સ.
ફલ પૂજા કરતાં થકારે મોક્ષ તણો ફળ હોય સ.
ભય ભ્રમણ કરતાં થકારે પામ્યા પ્રભુ દેદાર સ.
મોહન પ્રભુ પદ શેવતારે હેમ વરે શીવતાર સ.

### ૩૬

### પદ.

### સાખી.

જાતેઇ પ્રભુ મીલનકું બીચમેં ધર્યો યાન,
એક કંચન દુજી કામની કેસે હોય કલ્યાણ
પલક એક રાત્રીકાં સ્વપ્ના સમજ મનકો નહી અપના. (ટેક.)
કઠીણ એક ક્રોધકી ધારા ચલત સબ જાત સંસારા. ૧

## સાખી. ૨

કાયા કુંભ જલે ભર્યા, એસી નરકી દેહ;
લગે કાંકરી ઉનકું, છુટ કેટલી દેર,
કુંભ એક પાનીકા ટુટા, તરૂસે પત્ર એક તુટા;
એસીરે તુ જાન જીંદગાની, હજી તું સમજ અભીમાન; ૨

## સાખી ૩

માટે મન બીચારલે, ખોટો છે સંદેહ,
સઉ સ્વારથે આવી મલ્યું, નથી કોઇનું તેહ.
ભોળા નહી દેખત ગોરા, દુનીયામેં જીવના થોડા;
બંધુ જન માત પરીવારા, ઉસ રોજેહેં સબી ન્યારા.

## સાખી ૪

જેસા મોતી ઓસકા, એસી નરકી દેહ.
જબ જાંન ચલ અલગી, યગી મટીમે માટી તેહ.
ચલત જબ જાન જાવેગા, કાંમ નહી કાંઇ આવેગા.
સદા મત માન એ કાયા, લગી જીનરાજસે માયા.

## સાખી ૫

જુઠા સબ સંસાર હે, જુઠી મોહકી જાળ;
ક્રોધ માન કેડે લગે, લુટે દીવસ ને રાત.
તજો મન લોભ ચતુરાઇ, રહો હમેશ સુખદાઇ;
કટ હે કર્મકી ધારા, કહે સેવક મોહી તારા.

## રાગ ભેરવી ( સુપાર્શ્વજીનજીનું સ્તવન. )

શ્રી સુપાસ જીન સારો કાજ– રાખો લાજ મેરી (આકરી)
અષ્ઠ કરમ લગો મોહે કેડે દેત હે બોહત મારી,
રઝડ્યો લાખ ચોરાસી બીચ મેં કીની ભવ ફેરી, સુપાસજીન.
નગર બનારસ અવતાર ઠાણ, દેખત મન મોહત તાણ.
દીના કે નાથ સ્વામ સરણાંગત તોરી (સુપાસજીન.)
ધરતા હું એક ધ્યાંન, મેરે છે બહુ એ માંન,
કરૂણા કે નાથ સ્વામી ભવજલ પ્રભુ તારી, સુપાસજીન. (૩)
અષ્ટ કરમ પદગલ કે તે હેર દેખત મન હો તે ગેર.
રૂલ્યો સંસાર બીચ આયો શરણાં તોરી. સુપાસનુન. (૪)
જય તુમ ચરેણાકે દાસ પુરી એ સબ મોરી આશ,
કુમત પથસેંતાર તુટે ભવકી દોરી સુપાસજીન (૫)

૩૮

## સુવીધી નાથનું સ્તવન

### રાગ મેવાડ માઢ.

દીજો તો સહી મેરા પ્રભુ દીજો તો સહી નવમા સુવીધીનાથ
જીનેશ્વર રાય દરિસણ દીજો તો સહી ( આંકણી )
કાલ અનંતા અનંત ભમ્યો મે દેખો તો સહી
તુમ દીન દયાળ કૃપાળુ લાલ મોહે તારો તો સહી(મેરા) (૧)

અમૃત વાણી દીનાનાથ કેરી સુણુ જો તો સહી
સમોવસરણ શ્રી માહશય. ગગનભર જોવો તો સહી (મેરા(૨)
યોજન ગામતી વાણી સુણી દુઃખ મેટો તો સહી
મો ભવ કુપથી કાઢનેકું એ વાણી વરતા તો સહી (મેરા) (૩)
સુદર મૂરતી શ્રી જીનવરકી દેખો તો સહી
મેં ઘટમેં બહુ ભક્તિ આણુકર કર્મ મેલ ધોવો તો સહી(મેરા(૪)
સેવક જય અરજ કરતહે માનો તો સહી
મે કરણા શ્રી મહારાજ આજ મોહે તારો તો સહી (મેરા) (૫)

૩૯

## વાસુપુજયસ્વામીનું સ્તવન.

### રાગ પરજ

ઘટમેં ભવી ધારો. વાસુપૂજ્યસ્વામી મોરા ઘટમે
કંચન બરણુ તનું કાયા સોહે, દેખત પાપ કશોરા ઘટમે ૧
મહિષ લંછન પ્રભુ ગરણુ બીરાજે–વાસુ
પુજય પ્રભુ તાત તોરા ઘર
શ્વાસો શ્વાસ સુગંધ પ્રભુ કે, પાપ દુર્ગંકી આમોરા ઘ–૩
દેવ દુદુભી આકાશ પુકારે, જીન સરણા લો મોરા ઘ–૪
સેવક જય વાસુપૂજ્યજિન સરણો, તેરો
મનમે આનંદ ધારા. ઘ–૫

## ૪૦ શ્રી કુંથુંનાથજીનું સ્તવન.

### રાગ ઇંદર સભા ગજલ.

કુંથુ જિન તોરા નામ સુણકે, આયો સરણ તોરા.
જોગી સબ દુરે જાયે. પાપ કષ્ટ મોરા. કુંથુ જિન-૧
તેરે શિર મુગટ જોઇયે, આવ્યો નીકટ તોરા.
અબ મોરી લાજ રખો. પ્રભુ છો તુમે મેરા કુંથુંજિન-૨
બાજુબંધ બેરખા બીરાજે ગળે શોભે હંસ જિન તોરા.
અદભુત સ્વરૂપ દેખ કે, મન હરખે પ્રભુ મોરા. કુંથુ જિન-૩
જિનજિ વારે ચરણે લાગુ, હું તો બહુ પ્રેમથી.
જે હું હમેશ રહું કુંશળ, છે જિન નામથી. કુંથુ જિન-૪
મોહન હરખજ મલીને, ગુણ ગાયે પ્રભુ તોરા.
પ્રભુ તો દરસણથી પાપ સબ જાયે મોરા. કુંથુ જિન-૫

## ૪૧ શ્રી મલ્લીનાથનું સ્તવન.

### રાગ કેરબા

વીનતડી અવધાર, પ્રભુજી વીનતડી અવધાર
કુંભસેન રાજાજીકો નંદન, પ્રભાવતી માતમલાર. પ્રભુજી-૧
મસ્તક મુગટ હીરે જડીયો, કાનમે કુંડળ સાર પ્રભુજી-૨
બાહેબાજુબંધ બેરખા બીરાજે,કંઠે નવસેરો હાર પ્રભુજી-૩
નીલક મલવંત અંગીયા બીરાજે, ભેટત પાપ પલાય. પ્રભુજી-૪
વીદેહ દેશ મિથિલા નગરી, જીહો લીયો અવતાર. પ્રભુજી-૫
મોહન હરખા જપ શેવકકી, લિજો અરજ અવધાર પ્રભુજી-૬

## ૪૨ શ્રી નેમનાથજીનું સ્તવન.

### રાગ હોરી.

કરરે કરરે કરરે, શ્રી નેમજીનેશ્વર દરીસણ કરરે.
શ્યામરૂપ મનોહર સુદર, દેખત ચીત મન ઠરરે
અકલ સ્વરૂપી વિશ્વ જયંકર, ક્રોધમાન સબ જરરે .કરરે-૧
હરીહર બ્રહ્માકો માન ભગ કર, તું પૃથ્વી જય કરરે.
પશુના સંકટ દુર કરીને, નામ નેમીશ્વર ધરરે. કરરે-૨
મુલક મુલકથી જાત્રાળુ આવે, પુજા નવ નવિ કરરે.
આંગીકી રચના પાપ નીકટના, અષ્ટ કરમ દુર કરરે કરરે-૩
ßશવાદેવી નદન જગ દુઃખ ખંડન, નીરખત આનંદ ભરરે
શંખ લછન પ્રભુ ચરણે સોહે, સબજન મોહ કરરે કરરે-૪
સમુદ્રવિજય તુમ તાત કહાવે, જાદવ વંસી ધરરે.
બાળપણે મે પ્રભુ બ્રહ્મચારી; જોગલીયો આનદ કરરે. કરરે-૫
અષ્ટ ભવાકી પ્રીતડી તોડી, રાજુલનારી પરહરરે.
સંજમ લઇ પ્રભુ કેવળ પાયો મુક્તિ રમણીકુંવરરે. કરરે-૬
સિદ્ધ સ્વરૂપી સોહી અરૂપી, ધ્યાતા ધ્યાનને ધરરે.
મોહન પ્રભુના દરીસણુ કરતા હરખે જયજય કરરે. કરરે-૭

## ૪૩ શ્રી પાર્શ્વનાથજીનું સ્તવન.

### રાગ બનજારા.

પ્રભુ દરિસણ અમૃત ધારા જેણે પાપ કલંક પખારા.
શંખેશ્વર મંડન સ્વામી. ભવ દુઃખ ભંજન હારા,
તું સમદેવ નહી ઓર જગતમે. દેખા દુનીયા ફીર સારા પ્રભુ-૧

અશ્વસેન રાજાજીકો નદન, વામા માત મલારા.
નીલકમલ દલઅંગીયા બીરાજે, ભેટત દુખસબ હારા. પ્રભુ–૨
કાશીદેશ બનારસ નગરી. જીહી લીના અવતારા
કમઠા સુરકો માન ભંજનકર, જગતજય સારા પ્રભુ–૩
જાદવ સંકટ દુર કરીને, નામ શંખેશ્વર ધારા.
દેશ દેશકે જાત્રાળુ આવે, મુખ બોલે જયકારા. પ્રભુ–૪
પ્રથમ મંડપમાં આપ બીરાજો, બીજે ગોડીજી સારા.
ત્રીજે મંડપ જીનજી સોહે, ભીડભંજન મનોહારા. પ્રભુ–૫
મસ્તકે મુગટ હીરે ઝડીયો, કાનમે કુંડલ સારા.
બાહે બાજુબંધ બેરખા બીરાજે, કંઠે નવસર હારા. પ્રભુ–૬
તુંની રંજન સાહીબ મેરા, છો જગતમે આધારા
મોહન હરખ બાલક જયકું, રાખો ચરણોમે જારા. પ્રભુ–૮

## ૪૪ શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

### રાગ કારીંગડો, ઠુમરી.

મહાવીર બિન ઓર નહી સરણો. મહાવીર બિન ઓર નહી સરણો.
જિન દરશણસે પાપ કટતહે, દેખ દરસણ મોહે કરમો. મા–૧
રાજ નગરમા આપ બીરાજો. દેખો મંદીર મન હરણો. મા–૨
કંચન બરણજીન આંગીયા બીરાજે, સુરત દેખી મન ડરતો. મા–૩
અષ્ટ દ્રવ્યસે પુજા કરકે, અષ્ટકર્મ ભવી ક્ષય કરણો. મા–૩
તુમ તાસુ પ્રભુ નામ ધરાયો. દાશ તણી કાટો ભવ ભ્રમણો. મા–૫
ત્રીલોકમા નામ તમારો, ભવ્ય જીવ કરે તોરી રટણો. મા–૬
સિદ્ધારથ કુલનંદન એસો, ત્રીસલા માતાજી અરણો મા–૭.
મોહન હરખ દેજો પ્રભુ મુજકું જય ચીત ચરણા ધરણો. મા–૮

## ૪૫ શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

### રાગ કાલીંગડાની ઠુમરી.

મોહાવે સખાં આજ કરણ મહારાજ—એ દેશી.

વીરજીણુંદ મહારાજ જગતગુરૂ, વીરજીણુંદ મહારાજ.
ત્રીશલામાતનંદનરે ભાવીમન રંજનરે, ગુણુનીધી ગરીબનીવાજ
જગતગુરૂ, ૧
જગનમથાએરે ચોસઠ ઇંદ્રાદિકરે પદ પ્રણમે કરજોડ
જગત ૨
સિદ્ધલંછનરે ભવિક તું અગજનરે કંચનવાણુ.શરીર જગત ૩
પંચમનાણીરે પચમી ગતી ગામીરે. ચોવીસમા જીનવીર
જગત—૪
રત્ન જડિત ભુષણરે અતીસુંદરરે, આગી અંગ ઉદાર—૫
અતિઉછરંગેરે ભક્તિ કરૂં મન સંગેરે, ઉપસમરૂ સદાનાર
જગત—૬
કરૂણાનીધી પ્રભુ કૃપા કરરે, ભવજળ પાર ઉતાર. જગત—૭
મોહન હરખનોરે જય એમ કહેરે,દેજો જ્ઞાન રસાલ. જગત—૮

ગરબો

જાયછે જાયછે જાયછેરે, જિનરાજ જોવાની તક જાયછે.
દુનીયા રંગદોરંગી દીશે, પલક પલક પલટાયછેરે. જિનરાજ

સાખી.

ખોટે ભરૂસે ખોટી થઈ ગાંઠનો અરથ લુટાંય.
સજન સગા સઉ સ્વારથસુધી, ગરજે ઘેલાં થાય.

પુણ્યવીના એક પરભવજાતા, સંઆરી ગીધાય છે રે. જિ.

**સાખી**

કનક અને બીજી કામની, કેઈલુબ્ધા કુટાય.
પંચવિષયના પ્રવાહમે, તૃષ્ણા પરે તણાય.
નાવ સરીખા નાથને મુકી. પાપને ભારે ભરાયછેરે. જિનરાજ
મોહરાજીના વસમારે પડતા, પરમાધામી પાસે જાય છે રે
જિનરાજ

**સાખી.**

જિન મારગ વિના બીજો નથી. કહોને કોણે જીતાય,
શ્રી સદગુરૂના ઉપદેશે, ભવી જનના દુઃખ જાય,
પ્રભુ પુજા બહુ ભાવથી કરતા, પાપ પયાલે જાયસેરે.
જિનરાજ

બાડમ જન પ્રભુ દરીશણ કરતા, માડન હરખ જય થાયછેરે
જિ૰

## ૪૮ માતા પીતાની આજ્ઞા પાળવા વિશે.

**ઓધવજી સંદેશો કજો સામને એ રાગ**

કહું અરજ તે સાભળો સજ્જન માયરી.
જુવો જરા જન્મ મરણની વાત જો. ૧
ખરાબિ કાકરો બાળપણામા ખેલીને.
જુવો જરા મનથી વીચ્યારી વાતજો ૨
કર્યા સુકરવા માબાપે. સુતને ઉછેરી
મારૂ વધપણુ પાળસે મુજ તંન જો. ૩

માત પીતાની આજ્ઞા શીરે જે ન ધરી.
મુરખ ઉપમા દીધો પણ ન જાય જો. ૪
મા બાપને આનંદ કરવા પેટી એક ભરી.
જે નહી લે તે પાછળથી પસ્તાય જો. ૫
સ્વીકારી વીચારી ને હ્રદયમાં લેજો જરી.
યસ જીંનગી સુધરતી તેથી જાય જો. ૬
જ્ઞાનથી મેળવીયે કિરતી ધન્ય સ્ત્રી.
મોહન જ્ઞાનથી મળે સર્વ સુખજો. ૭

## ૪૭

## નીંદા નહી કરવા વિષે.

નીંદા પારકી મ કરજા કોઈની. નીંદામા બોલ્યા મહા પાપજો
ધાર્યું કરમે તે થાયે ખરૂં. ખાલી ધાઊ ધા કરે સુ થાય જો
પગની નીચે બળે તે તો જુવો નહી પારકાની સંભાળ
કયાં લોયજો
નીંદાયે કરી લક્ષમિ નહી જરી, સગાવહાલામાં નહી જર.
માનજો
નીંદાયે કરીને તમો લજવાશો, નીંદાયે નહી આબરૂને લાજજો
નીંદા જાય છે સંપને ખાઈ ખરી. વૈરી વીરોધી ગગતા
ઝાઝા જાયજો.
ખાલી કરમ બાંધી ખુવારી કાંકરો, માથે મૃત્યુ છે તે તો
નવી જાયજો.

નીંદા કરે તે જાય છે નારકીમાં, કરમ બાંધ્યાં તે નવિછુટયા
જાયજો.
સાત્ર સિદ્ધાંતમા કીધુ છે ખરૂં, તેતો ખોટુ કેમ કરીને જાયજો
ધરમી પુરૂષની નીંદા જે કરે મનમાં, કામ જરૂર નરકે
જવાનુ થાયજો.
ચતુર હોય તે ચેતજો મનમા. કરમ બાધ્યા તે નવિછુટયા
જાયજો.
નીદા કરો તોકરજોઆપણી, કહે મોહન તે મોક્ષ સીધાયજો.

સુણો નગર શેઠ (૨) સો સાભળી વાત તમારી (૨) એ રાગ

રે અજીત નાથજી (૨) પ્રીત આમ શુ તોડી. (૨)
સુખ શીવપુરનુ લઇ મુજને ગયા કેમ છોડી,
તુજ વિના દુઃખી હું થાઉં (૨) સુજે નહી કાંઈ. (૨)
હે અજીતનાથ મહારાજ હુ ઝાઉં કયાંઈ,
સાગર પીલીધું ઘણું (૨) ખુટે નહી કદી પાણી. (૨)
એમ દયા તમારી નાથ જગતમાંહી ઝાણી,
એ આ રંકતણા જે વાંક (૨) માફી હવે કરજો. (૨)
તુજ સેવકને મહા દુખથી દુર કરજો,
કરગરી કહું છું હે પ્રભું (૨) કષ્ટ આમારા કાપો. (૨)
કહે મોહન તુજ ચરણચાકરી મને આપો,

# શ્રી મુની સુવ્રતજીન સ્તવન.

(રાગ ભરથરી.)

મુની સુવ્રત તુજને નમુ, ત્રીભુવન પતી દેવજી,
પદ્દમ માતાના પુત્ર છો, સુમીત્ર તુજ તાતજી   મુનીસુ૦ ૧

રાજગ્રહીના રાજવી, ધનુષ વીશની કાયજી,
કૃષ્ણ વરણુ તુજ દેહ છે, શીવપુરનો રાયજી.  મુનીસુ૦ ૨

લાચ્છન કાચઓ સોભતું, પદવી રાજની સારજી,
ઝાડ ચંપાને સોભાવીઓ, લીધી દીક્ષા તે ઠારજી  મુનીસુ૦ ૩

હરી વંશકુળ ઉપન્યો મહેરાસી તુજ સારજી,
જન્મ તીથી જેઠ વદી છે, સોભતી આઠમ સારજી. મુનીસુ૦ ૪

તારો તારો દીનાનાથજી, કરે સેવક અરજ આજજી,
પડતા નીગોદની વારતા, સરે સેવકના કાજજી. મુનીસુ૦ ૫

કલીકાળમાં ભવી પ્રાણીને, તુંજ પ્રભુનો આધારજી,
દુનીઆમાં દુજો કોઇ નહિ, મુજ પ્રભુ તારણ હારજી.મુનીસુ૦ ૬

કરગરી તુજને હુંતો કહું, ટાળો ભવ ફેરા આજજી;
તુજવીણુ બીજો કોણુ આવસે, કરવા સેવકની સારજી.મુનીસુ૦ ૭

શ્રાવક મંડળી ભેગી થઇ, કરે પ્રભુને પ્રણામજી,
મોહન કહે મારી સાંભળો, અરજી વારંવારજી. મુનીસુ૦ ૮

સમાપ્ત.

## ॥ श्रीपर्युषणापर्वस्तुतिः ॥

( शार्दूलविक्रीडितम् )

एका कानि चिदादधार दिवसान्यन्या प्रसूः कानिचिद्
गर्भे यं विदधे च यस्य बलभि द्वीरेति बाल्येऽभिधाम् ॥
दीक्षा केवल मोक्षमुख्यदिवसाः कल्याणकाख्यान्विता
जंतूनां सुखदाः स पातु भविकान् श्रीवर्धमानः प्रभुः ॥ १ ॥
वीरो वीर इलाप्रपूरितयशाः पार्श्वेश्व ने—मिस्तथा
नम्यादिर्जिनविंशति जिनवरः श्रीमारुदेवस्तथा ॥
इत्येवं सुरमानुषाधिपतिभिः पूज्याश्चतु र्विंशति
जैनी जन्मजरादिमृत्युनिवहान् नृणां करोतु क्षयं ॥ २ ॥
पूर्वं यो महसेननामानि वने वेद क्रियाडम्बरे
विप्रानेकयुतः कदाग्रहमतिः पश्चात्समुच्छंशयः ॥
वीराद्यां त्रिपदीमवाप्य गणयो गुम्फितवान् गोतमः
सा श्री वीरसरस्वती रसवती भूयाद् भवोत्तारणे ॥ ३ ॥
सर्वेषां भुवि पर्वणां जनमनः संतोषि दीपालिका
मुख्यानां प्रमुखे ग्रहेषु रविवद्यद् भासने धार्मिकं ॥
तस्मिन् पर्युषणाभिधे भविजनैराराधिते पर्वाणि
रोगादीन् विनिहन्तु यच्छतु सदा सिद्धिं च सिद्धायिका ॥ ४ ॥

इति श्रीसन्मार्गाध्वग विरचितास्तुतिः समाप्ताः

## અગાઉથી આશ્રય આપનાર સાહેબોના મુબારક નામની યાદી.

સીપોર

| | |
|---|---|
| ૨૫ | મહેતા પુંજીરામ ખેમચંદ. |
| ૨૦ | શેઠ બાદરદાસ નુમખરામ. |
| ૧૦ | શેઠ મગનલાલ નુમખરામ. |
| ૧૦ | મહેતા નાથાભાઇ નવલચંદ. |
| ૧૦ | મહેતા નાગરદાસ પુંજીરામ. |
| ૧૦ | મહેતા વેણીચંદ ડોસાભાઈ |
| ૧૦ | મહેતા હુરચંદ પુંજીરામ. |
| ૧૦ | મહેતા ભીખાભાઈ તારાચંદ. |
| ૧૦ | પટુવા લવજી ઉગરચંદ. |
| ૧૦ | મહેતા ગલાબચંદ પુંજીરામ. |
| ૧૦ | દોસી સાંકળચંદ પાનાચંદ. |
| ૧૦ | મહેતા ચકુભાઇ વહાલચંદ. |
| ૧૦ | વહોરા હઠીસંગ રાયચંદ. |
| ૮ | ઝવેરી લલ્લુદાસ ગમજી |
| ૬ | શેઠ ડુંગરશી તલકચદ. |
| ૫ | શેઠ રવચંદ દેવચંદ. |
| ૫ | મહેતા મગનલાલ ઉગરચંદ. |

| | |
|---|---|
| ૫ | પટુવા લલ્લુ નાનચંદ. |
| ૫ | પટુવા બહેચરદાસ મોસનલાલ. |
| ૫ | મહેતા વીરચંદ ખુશાલદાસ. |
| ૫ | પટુવા સાંકલચંદ લીલાચંદ. |
| ૫ | દોસી શોભારામ લીલાચંદ. |
| ૫ | સોની મનસુખ તારાચંદ. |
| ૪ | મહેતા છોટાલાલ મોતીલાલ. |
| ૨ | મહેતા મગનલાલ ડુંગરશી. |
| ૨ | પટુવા ચુનીલાલ પરસોતમ. |
| ૨ | મહેતા છગનલાલ સાકરચંદ. |
| ૨ | શેઠ મોસનલાલ છગનલાલ. |
| ૧ | મહેતા મંગળદાસ બલાખીદાસ. |
| ૧ | દોસી સનાલાલ મગનલાલ. |

## ઊણાદ.

| | |
|---|---|
| ૮ | શેઠ જીવશામ લલ્લુભાઇ. |
| ૭ | શેઠ ભાગચંદ ઉમેદરામ. |
| ૫ | શેઠ કાળીદાસ મયાચંદ. |
| ૩ | શેઠ નગીનદાસ દેવચંદ. |
| ૩ | શેઠ હીરાચંદ કસ્તુરદાસ. |
| ૨ | શા મુળચંદ ફલછારામ. |
| ૨ | શેઠ મોતીચંદ સાંકલચંદ. |

ખેરાળુ.

૮ શેઠ ચુનીલાલ નાગરદાસ.

દેણપ.

૮ પટુવા કેશવલાલ દલછારામ.

એઠારે.

૫ વહોરા પાનાચંદ દલીચંદ.

બોરૂ.

૫ શેઠ હીરાલાલ જેતીદાસ.

સુનેર.

૧૦ શા. લીલાચંદ હાથીભાઈ.

ભાલક.

૧૨ શા જગજીવન જીવરામ

# જાહેર ખબર.

આ શિવાય અમારે ત્યાંથી નીચેનાં પુસ્તકો મળશે. ૧ તપાવલી જે ગ્રંથ પન્યાસજી મહારાજ શ્રી કમળવિજયજી મહારાજજીએ તપોને સંગ્રહ કરી બનાવ્યો છે, જેની અંદર પચલીત તપોની વિધી વિસ્તરથી સમજ પડે તેવી ભાષામા સરલતાથી બતાવેલ છે, આ ગ્રંથ સુદ જાડા ને મજબુત પૂઠાવાળો મોટા ટાઇપથી છપાવેલ છે કીમત રૂ ૦-૬-

---

છપાય છે. છપાય છે.

# વિલાસકેતુ નૉવેલ.

મનુષ્યનુ કર્તવ્ય શુ છે, મિત્ર કેવા કરવા, સત્યથી શુ ફળ છે, રાત્રી ભોજન કરવાથી થતા ગેરફાયદા, દારૂ પીવાથી થતા ગેરફાયદા, પરોપકારનુ કામ, બાળલગ્ન કરવાથી થતા ગેરફાયદા, ધર્મનો પ્રભાવ કેવો છે વગેરે ઘણી રસીક ભાષામા બતાવ્યુ છે કીમત અગાઉથી થતા ગ્રાહકને માટે રૂ. ०॥ પાછળથી રૂ ०॥= ટપાલ ખર્ચ જૂદું.

☞ ખરચ કાઢતા જે નાણા વધશે તેમાંથી અડધા નાણ્ં જ્ઞાન ખાતે જશે

બનાવનાર—**માસ્તર મોહનલાલ લવજીભાઈ.**

**મળવાનુ ઠે.**

જૈન પાઠશાળા શીપોર. તા **ખેરાળુ.**

માસ્તર અમૃતલાલ અમરચંદ ઠે બનારસ બ્રાંચ—અમદાવાદ

માસ્તર ત્રીભોવનદાસ અમરચંદ ઠે. શેત્રુંજયના દરવાજા બજાર—પાલીતાણા

માસ્તર મોહનનાલ લવજી શ્રી સીપોર તા—ખેરાળુ